શ બા ના બ પત્રિકા ન ૨૦

દક્ષિણ ગુજરાતની પહેલી

# ભીલ પરિષદનો

# ટુંકહેવાલ

પ્રમુખ શ્રીમાન અમૃતલાલ વિ ઠક્કર
એમનુ વ્યાખ્યાન

તથા

## ભીલ પરિષદ અને [illegible]ગના ઠરાવો

છપાવી પ્રસિદ્ધ કરનાર
મુબઈ પ્રદેશ હિદુ સભાના ટ્રાવેલીગ
**સેક્રેટરી શ્રીમાન આનદપ્રિયજી આત્મારામ**
પડિતની સૂચનાનુસાર મત્રી મુ પ્ર હિન્દુ સભા
**અકલેશ્વર વિભાગ–અકલેશ્વર**

સુરત બરાનપુરી ભાગોળે ભાજીવાળી પોળમા આવેલા
"શ્રી અનાવિલ બન્ધુ" પ્રીં પ્રેસમા ગોવિદજી ડાહ્યાભાઈ
નાયકે છાપ્યો

# દક્ષિણ ગુજરાતની ભીલ પરિષદ

## પરિષદના પ્રમુખ
## શ્રીમાન અમૃતલાલ વિ૦ ઠક્કરનુ ભાષણ

**મારા વ્હાલા ભીલ અને અન્ય ભાઈઓ**

તમારી આજની સભામા તમોએ મને બોલાવી તમારા કામકાજ કરવામા ભાગ લેવા મને નોતરૂ આપ્યુ, અને પ્રમુખ નીમ્યો, તે બદલ હુ આપ સર્વેનો ઉપકાર માનુ છુ હુ ઇચ્છુ છુ કે તમોએ આ કામને માટે કોઇ ભીલ ગ્રહસ્થની કે ધર્માચાર્યની પસદગી કરી હોત હુ તમારા રીતરીવાજો કે તમારી જરૂરીઆતોનો ઉડો અભ્યાસી નથી તેમ ધાર્મિક બાબતોમા પણ તમને સલાહ આપી શકુ એવો પડિત નથી છેલ્લા ત્રણ વરસથી મારાથી બની શકે તેવી, ગુજરાતના એક ખુણામા બેસીને, આપણા ભાઈઓની કઇક સેવા કરી રહ્યો છુ ત્યાથી આપે તથા ભાઇ નર્મદાશકરે મને બોલાવ્યો તેથી અહીં પણ તમારી યથાશક્તિ સેવા કરવા આજે હાજર થયો છુ

આપણી કોમમા હવે જાગૃતી આવવા માડી છે સૈકાઓ થયા ઉંઘમા પડેલા હતા, તેમાથી આળસ મરડી

ઉભા થવાનો વીચાર કરીએ છીએ, એ ઘણુ મારૂજ ચીન્હ છે જ્યારે આખુ હીંદુસ્થાન દેશનો રાજકીય અધિકાર હાથમા લેવા મથી રહ્યુ છે, ત્યારે આપણે કેળવણીના ફાયદાની, જ્ઞાતી સુધારાની, લગ્ન મરણના ભુરા રીવાજો દુર કરવાની, દારૂ નિષેધની, અને એવી એવી સાદી બાબતોની વાત કરવા શીખ્યા છીએ તે ધીમી પણ ચોક્કસ રીતે આપણી પ્રગતિજ બતાવે છે જ્યારે દેશના મોટા ભાઇઓ સ્વ-રાજ્ય જલદીથી સ્થાપવાને સતત મહેનત કરી રહ્યા છે ત્યારે આપણી બાળક કોમ આત્મ સુધારણાને રસ્તે દોડતા શીખે છે પણ તેથી કંઈ આપણે ગભરાવાનુ નથી આપણે તેઓની પાછળ પાછળ જેમ લશ્કરના ભાર ઉઠાવનારાઓ ચાલે છે તેમ ચાલ્યા કરીશુ અને તેમના સાથમાજ રહીશુ

## ભીલ જાગૃતિ અને પરીષદો

ગુજરાતના તથા દેશના બીજા ભાગોમા આવી ભીલ પરીષદો હાલમા ભરાવા લાગેલી છે વડોદરા રાજ્યના વાઘોડીઆ તાલુકામા આવી પરિષદ ત્રણ દીવસ પહેલાજ ભરાયલી હતી પંચમહાલના દાહોદ તાલુકામા છેલ્લા ચારેક વરસમા આવી ત્રણ પરીષદો ભરાઇ ગઇ છે સિંધમા હેદ્રાબાદ અને થરપાકર જીલ્લામા, મારવાડ તથા ગુજરાતમા સખ્યાબંધ ભીલ ભાઇઓ જઇને વસેલા છે, તેઓએ પણ સક્કર શહે

રમા ગઇ સાલ પરીષદમા ભાગ લીધો હતો ખાનદેશમા પણ આપણા ભાઈઓમા જાગૃતી આવેલી છે, અને વખતો વખત તેઓ જ્ઞાતીના સુધારાના ઉપાયો લઈ રહ્યા છે કમનસીબે એક જીલ્લાના ભીલ ભાઇઓ શુ કરતા હોય છે તેની માહીતિ બીજા જીલ્લાવાળાઓને બહુ થોડી પડે છે કારણ કે આપણા અજ્ઞાનને લીધે તેમની સાથે વ્યવહાર કે સબધ રાખતા નથી ગુજરાતના જુદા જુદા ભાગમા વસતા ભીલ ભાઇઓએ એક બીજાના સબધમા હવે તો આવવુજ જોઇએ, અને કોઇ વખતે મધ્યસ્થ શેહેરની નજીકમા એકઠા થઇને આપણો અદર અદરનો વહેવાર કેવી રીતે વધારવો તેનો વીચાર કરવો ઘટે છે હાલ તો નાદોદ ગજનો ભીલ મહીકાઠાવાળાને ઓળખતો પણ નથી તેમજ નવસારી પ્રાતના ભીલો દાહોદ ઝાલોદવાળા શુ કરી રહ્યા છે, તેનાથી બીલકુલ અજાણ્યા રહે છે લગ્નના રીતીરીવાજમા પણ ઘણો ફરક રહે છે કોઈ ઠેકાણે લગ્નમા બ્રાહ્મણો હીદુ રીતિ મુજબ વીધી કરાવે છે અને બીજે ઘણે ઠેકાણે તેમ થતુ નથી કેટલેક ઠેકાણે લોકો લગ્ન મરણ વિગેરે પ્રસગે દારૂ પીવો એ પોતાનો ધર્મ અને ફરજ સમજે છે ત્યારે કેટલાક ઠેકાણેના ભીલ ભકતો ઉચમા ઉચા બ્રાહ્મણના ઘરની રસોઈ પણ જમતા નથી કેટલેક ઠેકાણે આપણા ભાઇઓ કેવળ લગોટી અને માથે એક ચીથરૂ બાધીનેજ શરીરનુ રક્ષણ

કરે છે, અને બીજે ઠેકાણે આપણા કેળવાયલા ભાઇઓ, તેમજ પૈસે ટકે સુખી થયેલા ખેડુતો ઉજળીયાતોની માફકજ બધો પહેરવેશ રાખે છે, અને તેમની રહેણી કરણી પણ તેમના જેવીજ થયેલી હોય છે આવો ઉચી નીચી પાયરીવાળા બધા ભાઇઓનો સમુદાય એક ઠેકાણે ભેગો થાય તો કેવુ સારૂ ? આજે તો એ ખાલી સ્વપ્ના જેવો લાગે છે, પણ પ્રભુની મદદ હશે તો એ સમય બહુ વ્હેલોજ પાચ કે સાત વરસમાજ આપણને સાપડશે એવી મને આશા છે

## ૧૯ લાખ ભીલો

આપણી વસ્તી કઇ નાનીસુની નથી અને કઇ એક બે જીલ્લામાજ નથી રાજપુતાનાના દક્ષીણ ભાગમા ગુજરાતના બધા ભાગોમા કાઠીયાવાડમા, ખાનદેશમા, નાશીક અને અહમદનગર જીલ્લાઓમા અને દક્ષીણ સીધમા અને દક્ષીણ હૈદ્રાબાદમા આપણા ભાઇઓ જઇને વસેલા છે પ્રથમ તો આપણે પહાડોમા અને જગલોમાજ સ્હેજસ્હાજ ખેતી કરીને અને જગલના ફળોનો આહાર કરીને તથા પ્રાણીઓનો શીકાર કરીને ગુજારો કરતા હતા પરતુ કાળના વહેવા સાથે આપણે જગલવાસી મટી ગામડાના ખેડુત તથા મજુર થયા છીએ અને જગલના ફળ ઉપર ગુજારો કરવાનુ છોડી દઇ, તથા માસાહારી મટી જઇ, બાજરો તથા જુવાર

ખાતા થઈ ગયા છીએ, અને હવે આગળની માફક શહેરોમા જતા ડરતા નથી વળી આપણી વસ્તી ટુકી પણ નથી. ૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે દેશના બધા ભાગોમા ભીલોની સખ્યા ૧૯ લાખ આસરેની છે આટલી મોટી સખ્યા એટલે સ્વીટઝર્લેન્ડ દેશની વસ્તીનો ૨ ૩ ભાગ–અથવા કાઠીઆવાડની વસ્તીના ૪/૫ ભાગ–આટલી મોટી સખ્યા એકી વખતે જાગીને પોતાની સુધારણા કરે, દારૂ અને એવા બીજા દુર્વ્યસનોથી, તેમજ કવચિત ચોરી જેવા ગુન્હાઓ કરે છે તેમાથી દુર થઈ જઈને બધાજ ઉદ્યોગી ખેડુતો કે કારીગરો કે બીજા ધધાદારીઓ બની જાય તો તેથી દેશને કેટલો મોટો આર્થિક અને રાજકીય લાભ થાય! પણ તે તો આપણે આપણા જુના ખરાબ રીવાજો છોડી દઈએ, આપણા ઉજળીયાત ભાઈઓના સમાગમમા આવીએ તેમની સાથે રહીને તેમની બરોબરીનુ કામ કરતા શીખીએ, તોજ બની શકે.

આપણા પુર્વજોમા શુરાતન અને મર્દાનગીના ગુણો ઘણા હતા, તેનુ અત્યારે ગાન કરવા હુ ઈચ્છતો નથી આપણા આગળના સૈકાઓમા મોટા મોટા રાજ્યો હતા, તેને સભારીને હુ દીલગીર થવા ઈચ્છતો નથી, પણ આપણામા હાલ શુ શુ બદીઓ પેસી ગઈ છે, શી શી અનીતી દાખલ થઈ ગઈ છે, તેના ઉપરજ તમારૂ ખાસ ધ્યાન ખેચવા માગુ છુ, અને તેથી (૧) દારૂનિષેધ (૨) શીક્ષણનો પ્રચાર

(૩) લગ્નના રીવાજોમા સુધારો અને (૪) ધાર્મિક પ્રગતી, એટલી બાબતો ઉપર ભાર મુકીને આજે બોલવા માગુ છુ આટલી બાબતોમા આપણા આગળ પડતા ભાઈઓ પણ જો ફેરકાર કરી શકશે તો આપણી કોમની ચઢતીના દીવસો બહુ દુર રહેશે એમ હુ માનતો નથી

## (૧) દારૂ નિષેધ

દારૂ એ આપણા ભીલ ભાઈઓનો મોટામા મોટો દુશ્મન છે ભીલ કોમને બાળક કોનની ઉપમા મેળવી છે, એટલે કે બીજી કોમોના પ્રમાણમા તે અપકવ સ્થીતીમા છે કો-બાળકને ગોળના માટલા પાસે અથવા ખાડના ડબ્બા પાસે બેસાડયો હોય તો તે ભાત કે રોટલો ન ખાતા કેવળ ગોળ ખાંડજ ખાયા કરે તેવી રીતે જગલમા કુદરતે જથાબધ ઉપજાવેલા મહુડાના ઝાડો વચ્ચે રહેનાર આપણે છુટથી બધે પ્રસગે દારૂનો ઉપયોગ કરવાને ટેવાઇ ગયા છીએ પણ બુધ્ધિથી વિચારી જોતા તેના ઉપયોગથી મનને તથા શરીરને ઘણુ નુકસાન થયુ છે—થાય છે, પૈસે ટકે ખુવાર થઈએ છીએ, અને આ વાણિજ્યના રાજ્યમા તો હાથે દારૂ ગાળીને કેદમા પણ જઈએ છીએ તો દારૂ તાડીનો સપૂર્ણ ત્યાગ કરવો અને એ લાલચને પોતાની પાસેજ ન આવવા દેવી એ જરૂરનુ છે આગળના વખતમા આપણને હાથે દારૂ ગાળવાની રાજ્ય તરફથી મનાઈ ન

હતી, ત્યારે આપણે તે પીવા તરફ હાલના જેટલા દોરાતા ન હતા પણ હવે તો, જેમ, કોઈપણ કામ ન કરતો, એમ બાળકને કહેવાથી તેને વિશેષ કરવાનુ મન થાય છે, તેમ આપણને દારૂની ટેવ વધી પડી છે, અને હજારો અને લાખો રૂપીઆ તેની પાછળ બરબાદ કરીએ છીએ ઘણી જગ્યાએ ગેરકાયદે દારૂ ગાળતા પકડાઇને આપણા કેટલાક ભાઇઓ જેલમા પણ છ બાર મહીના કાઢી આવે છે પણ હવે આ બુધ્ધિવાદના જમાનામા દારૂને તો આપણે છોડવેજ છુટકો છે ઇગ્રેજ સરકાર તથા તેને પગલે પગલે ચાલીને દેશી રાજ્યો દારૂમાથી મોટી ઉપજ કરતા અટકયા નથી, અને હવે જ્યારે આપણે દારૂની દુકાનો બધ કરવાની માગણી કરીએ છીએ અને આ લાલચો હમારા રસ્તામાથી દુર કરો એમ કહીએ છીએ, ત્યારે અમારી ઉપજ ઘટી જશે અને અમે રાજ્ય-કારભાર કેવી રીતે કરીશુ એવી પોકળ દલીલો બતાવે છે. પ્રથમ પ્રજા અને પછી રાજા પ્રજાની માગણી પ્રમાણે રાજ્ય થવુ જોઇએ, નહિ કે રાજ્યો ગમે તેવા ખાસ ખર્ચો કરે અને તેને પઇસા પુરા પાડવા માટે દારૂ જેવી બદીઓને લોકોમા ફેલાવે હુ અનુભવથી કહી શકુ છુ કે ગામડાઓ-માથી દારૂની દુકાનો રફતે રફતે કાઢી નાખવામા આવે તો આપણી દારૂ પીવાની લાબા વખતથી પડેલી બુરી ટેવ ટુક વખતમા નાબુદ થઇ જશે અને તેથી આપણને થતી અનેક

પ્રકારની હાની દુર થશે, દારૂ છોડી દીધેલા ખેડુતો ટુંક વખતમા પઇસે ટકે સુખી, સારા ઘરબારવાળા અને આબરૂદાર બની જાય છે એ કોણે નથી અનુભવ્યુ ? દારૂરૂપી રાક્ષસને કાઢી મુકવાથી તેની સાથે આપણી દરિદ્રતા અને ગરીબી અને ગુલામી પણ ચાલ્યા જાય છે મારી તમને વિનતી છે કે તાલુકે તાલુકે, ગામડે ગામડે, જ્યા જ્યા આપણી વસ્તી છે ત્યા ત્ય, આપણા પચોએ દારૂ ન પીવાના ઠરાવો કરવા જોઇએ, અને તે ઠરાવ તોડનારને પચ તરફથી યોગ્ય સજા થવી જોઈએ સરકાર પીઠા બધ કરે કે ન કરે તેની વાટ જોયા વીના આપણે તો તેના ઘરાક મટી જવુ જોઇએ અને આપણ અણસમજુ ભાઇઓન પણ સુધારી લેવા જોઈએ

## શિક્ષણ પ્રચાર

કેળવણીનો ફેલાવો એ આપણને બીજી મોટી જરૂરની વાત છે આસપાસની તમામ ભણેલી અને બુધ્ધિશાળી કોમોમા આપણે અભણ, હીસાબ કીતાબના જ્ઞાન વગરના, અને બુડથલ જેવા રહીએ તો શાહુકારો આપણને છેતરી જાય મોઘી કીમતનો માલ આપણી પાસેથી સસ્તામા પડાવી લે, અને આપણી સખત મહેનત મજુરીનો લાભ તેઓ લઈ જાય તેમા શુ આશ્ચર્ય ? હજુ સુધી આપણામાથી કેટલાક કાકરા મુકી મુકીને હીસાબ ગણીએ છીયે શાહુકાર આપણી પાસે કેટલી રકમ માગે છે અથવા

વ્યાજ કેટલુ ચઢાવે છે તેનુ આપણને ભાન સરખુ હોતુ નથી તે કેટલી દયાજનક સ્થીતી છે ? બધાજ ભંજુલાની વચ્ચે આપણે અભણ કેમ ટકી શકીએ ? કદાચ તમે કહેશો કે અમે મહેનત મજુરી કરનારા અને મોટી ઉમરના માણસો તે કેમ ભણી શકીએ ? તો હુ એટલુજ કહીશ કે બીજુ કઇ નહી પણ તમારા છોકરા અને છોકરીઓને તો ભણાવો ? તમારા બાળકોને ભણાવશો તો તેઓ તો તમારા જેવી લાચાર સ્થીતિમા નહી રહે ? આ જમાનામા વસ્તુ વીના નહિ, પણ વિદ્યા વીના નર પશુ સમાન છે આપણે જ્યા શાળા જોઇતી હોય ત્યા સરકાર અગર ગજના પાસેથી શાળા કઢાવો, ગાયકવાડી રાજ્યમા ત્યાની સરકારે જેમ મફત બોર્ડીંગો ખોલી છે, તથા સીવા, ગોડસબા અને બેરગામમા પણ સરકારી જીલ્લાઓમા ખોલાયલી છે, તેવી રીતે અનેક બોર્ડીંગોની માગણી કરીએ અને આપણા કોઇપણ બાળક બાળકીને હવે અભણ ન રાખીએ ઉજળીયાત અને આગળ પડતી કામોને ભણાવવી તેના કરતા આપણી જેવી પછાત રહી ગએલી કોમને ભણાવવી અને તે માટે કેળવણીના પ્રચારકો રાખવા તે સરકારની ખાસ ફરજ છે, પણ તે સાથે એટલુ તો ધ્યાનમા રાખવુ જોઇએ કે આપણી તે બાબતમા મોટી બેદરકારી છે તે દુર કરવી જોઇએ આપણે અદર અદરજ આપણા ગજા પ્રમાણે કેળવણીના ફડો

કાઢી આપણ. પગાત ભાઈઓને મદદ કરવી જોઈએ અને અનેક રીતે ઉતેજવા જોઈએ ગળીયા બળદને ઉઠાડવો બહુ મુશ્કેલ પડે છે પણ ઉઠવાની ઇચ્છા રાખનાર બળદ થોડીજ મદદથી તરત ઉભો થઈ જાય છે તો આપણે પણ જો ઇચ્છા કરીશુ તો થોડીજ મુદતમા ઉજળીયાત કોમોની હારમા આવીને ઉભા રહીશુ આપણે પણ તેમની પેઠે ઇગ્રેજીનો અભ્યાસ કરવો કારણ આજકાલ આખી દુનીઆની અરધા ભાગમા એ ભાષા ફેલાયલી છે અને સઉની સાથે ઉભા રહેવામા પણ આપણને ઇગ્રેજીનો ખપ પડે છે તે સાથે હુન્નર જ્ઞાન પણ મેળવો અને દેશપરદેશમા મુસાફરી કરીને આપણી સ્થીતિ આપણા દેશની બીજી કોમોના કરતા તેમજ બીજા દેશોની પ્રજા કરતા કેટલી ઉતરતી છે તેનો અભ્યાસ કરો

## (૩) લગ્નના રીવાજોમાં સુધારા

આપણ લગ્નના રીવાજોના મુળ પાયામાજ ઘણા સુધારા કરવાની જરૂર છે હીદુ શાસ્ત્ર પ્રમાણે લગ્નની ગાઠ મરણ બાદજ છુટી શકે છે પણ આપણે તે મુજબ વર્તતા નથી, અને પુરૂષ સ્હેજે બીજી કે ત્રીજી વેરી પરણી લાવે છે, અને સ્ત્રી પણ બીજુ સારૂ વર મળતા પોતાના પતીને છોડી જાય છે અથવા તો અન્ય ધર્મના પુરૂષ સાથે ચાલી જાય છે લગ્નની ગાઠ એ એક ધાર્મીક અને દેવી સબધ છે એ સબધ દુનીઆની મઝા માણવાને, અથવા તો મનસ્વી

૧૨૨૨૬



પણે પ્રાચે તેમ કરવાને બધાએલો સબધ નથી લગ્નની ગાઠ છોડી શકાયજ નહિ અને ખાસ સજોગોને લીધે છોડવાની જરૂર લાગે તો પણ જ્ઞાતીના પચને બોલાવી તેમની રજા સિવાય પુરૂષે બીજી સ્ત્રી ન કરવી જોઇએ સ્ત્રીએ બીજો પતિ ન કરવો જોઇએ વળી કોઈપણ સ્ત્રીને બીજી કોમવાળા અથવા બીજા ધર્મવાળા લઈ જાય અને તે આપણે સહન કરી લઈએ કે થોડા રૂપીઆ લઇને તેની માંડવાળ કરી દઈએ તે તો આપણી નામર્દાઈજ ગણાય આપણી બ્હેન દીકરીઓનુ આપણે પુરી રીતે રક્ષણ કરવુ જોઇએ, અને તેમને આપણી કોમની બહાર કોઈ પણ કારણસર જવા દેવી નહી જોઇએ વળી કેટલે ઠેકાણે કન્યાનો બાપ પરણાવતા પહેલા વરવાળા પાસેથી અમુક રકમ લે છે, અથવા ચોખ્ખા શબ્દોમા કહીએ તો પોતાની દીકરી વેચે છે, તે રીવાજ બધ પડવો જોઇએ વિવાહના ખર્ચ માટે થોડી ઘણી રકમ લે તે કદાચ ચલાવી લઇએ, પણ કન્યાના દાપા તરીકે અમુક રકમ તેના માબાપને મળવીજ જોઇએ એ વિચાર તો મનમાથી દુરજ થવો જોઇએ આ સુધારા ધીમે ધીમે થાય પણ ચોકસપણે થવાજ જોઇએ તેમ નહી થશે તો ઉજળીઆત કોમને આપણા માટે સારો વિચાર આવશે નહી અને આપણે તેમની નજરમા હલકાજ ગણાશુ વળી તે રીવાજોથી આપણામા અનીતિ પણ વધે છે અને ધર્મની દૃષ્ટીએ પણ આપણને ચઢતા રોકે છે

## (૪) ધાર્મિક પ્રગતી.

યતો ધર્મ સ્તતો જય એ વાક્યમા પુર્ણ સત્ય સમાયલુ છે ધર્મને માર્ગે આપણે ન ચઢીએ ત્યા સુધી પૈસે ટકે સુખી ન થઇએ કપાસના ગાડા લાવીને ભરૂચ અકલેશ્વરના જીનો ભરી દઇએ, અથવા ગુજરાતી ઇંગ્રેજી પોપટની માફક ભણી જઇએ, તો પણ આપણે ખરે માર્ગે ચડયા છીએ એમ ન કહેવાય કપડા તથા શરીરની સ્વચ્છતા રાખવી, સહવારે તથા રાત્રે પા કલાકે અર્ધો કલાક પ્રભુનુ ધ્યાન ધરવુ, પ્રાણી માત્ર પ્રત્યે દયા ધર્મને માર્ગે ચઢીએ ત્યારેજ આપણી ખરી ઉન્નતિ થાય, અને આપણે ખરા હીંદુ કહેવાઇએ સરકારી વસ્તીપત્રકના રીપોર્ટના ઇંગ્રેજ લખનારાઓ પ્રશ્ન કરે છે કે ભીલ એ હીંદુઓ ખરા? દશ દશ વરસે થતી છેલ્લી ત્રણ વસ્તી ગણત્રીમા આપણી ભીલ કોમ તથા એવી બીજી અસલ વખતની કોમોને હીંદુ ધર્મની નહી, પણ એનીમીસ્ટ ધર્મની એટલે અપક્વ, અપ્રાઢ, જુના યુગનો ધર્મ પાળનારી કોમો તરીકે ગણી છે. હીંદુ ધર્મને ન જાણનારા ઇંગ્રેજ સીવીલીયનોએ આવી ભુલો કરી, તેથી કરીને આપણે કંઈ હીંદુ મટી જવાના નથી. હીન્દુ ધર્મના બધા મુળતત્વો આપણામા છે, આપણે વર્ણભેદ પાળીએ છીએ, હીન્દુ તહેવારો અને

ઓચ્છવો પાળીએ છીએ, તથા કેટલાક દેવ દેવી-
ઓને પુજીએ છીએ, છતા ભીલો હીન્દૂ છે કે નહી
એવો પ્રશ્ન તો છેક અજાણ્યા પરદેશીનેજ થાય,
પણ આપણે ધર્મકાર્યમા બ્રાહ્મણોને બોલાવતા નથી, તથા
મદીરોની સ્થાપના કરી નથી, તેને લીધે આવી શકા કરવાનુ
તેમને સ્થાન મળે છે આપણે ઠેકાણે ઠેકાણે આપણી સપત્તી
પ્રમાણે આપણા મદીરો બાધવા જોઇએ તેમા રામ અથવા
કૃષ્ણની મુર્તિ સ્થાપવી જોઇએ, અને હીંદુ ધર્મના ઉચા
તત્વોનો અભ્યાસ કરવો જોઇએ અનેક ઠેકાણે ભીલભકતો
હાલ થયા છે, અને આપણા અજ્ઞાન ભાઇઓને બોધ આપી
રહ્યા છે, દારૂ, માસ છોડાવી રહ્યા છે, અને ધર્મનો ઉપદેશ
આપી રહ્યા છે વડોદરા પાસે મોજલપુરના બાવા જયરામ
દાસજી, જાતે ભીલજ છે માડવા ગામના જેઠાભાઈ ગીલીયા
ભકત છે, તે પણ ભીલજ છે, અને તેઓ પણ સારી રીતનો
ધર્મોપદેશ કરી રહ્યા છે દાહોદ ઝાલોદના ગોર્વીદ ગુરૂ પણ
ઉપદેશ આપી રહ્યા છે પરતુ તે ઉપરાત આપણને મદી
રની ખાસ જરૂર છે કે જ્યા મુર્તિની સ્થાપના ઉપરાત કથા
વાર્તા થઇ શકે, અને અગાઅસ પુનમે કોઇ સારા ગુરૂનો
ઉપદેશ પણ મળી શકે દાહોદ ઝાલોદ તાલુકામા આવા બે
મદીરો બાધવાની શરૂઆત કરી છે, અને અહીઆ પણ
એક મદીર બાધવાને ભાઈ નર્મદાશકર પ્રયાસ કરી રહ્યા

છે તે જણાવતા મને ખુશી ઉપજે છે જ્યા જ્યા આપણા રાજાઓ અથવા તાલુકદારો હોય ત્યા ત્યા આવા મદીરોની સ્થાપના અને તેને માટે કઇ ખેતર કે એવોજ બીજો કાઇ ધર્માદો તેને ચાલુ રાખવા બાધી દેવો જોઇએ

## ઉજળીયાત ભાઇઓને

મારે હવે ભીલ કોમ અને એવીજ બીજી અસલ વતની કોમોના મબધમા બેચાર સાફ સાફ વાતો મારા ઉજળીયાત ભાઇઓને કહેવાની જરૂર છે અત્યાર સુધીમા તમે ભીલોની સાથે બે જાતનો સબધ રખતા આવ્યા છો, એક તો શાહુકાર તરીકે અને બીજો દારૂના પીઠાવાળાઓ તરીકે શાહુકાર તરીકે તમે શ્રીમત તથા બુધ્ધિમાન હોવાથી અમારી અજ્ઞાન અને ભોળી કોમને સારી રીતે નીચોવી છે, અમારી મહેનતે અને પરસેવાએ તમોએ મોટી હવેલીઓ બાધી છે, તથા ગબ્બર બન્યા છો, પણ હવે તે લાબુ નહી નભે હવે તમારી બુધ્ધિ બીજી દીશાએ વાળો, અને સ્વાર્થમાજ ખરચેલી ગણત્રીઓને અમારૂ શ્રેય કરવામા તથા અમારા કલ્યાણને માટે હવે વાપરો અમને આજ સુધી અમારી સ્થીતિનુ ભાન ન હતુ તેથી અમે ગમે તેમ ચલાવી લીધુ પણ હવે અમે જાગ્યા છીએ તેથી જે કઇ તમે અમારી પાસેથી અત્યાર સુધીમા લીધુ, તેનો

કંઈક બદલો અમને આપો અમારા માટે શાળાઓ ઉઘાડો, અમને આશ્રમ (બોર્ડીંગ સ્કુલો) ચલાવી આપો, અમને મંદિરો બંધાવી આપો, અને અમને તમારા રાજ ગણીને–અને અમે તમારા તો છીએજ–તમારા બાળકોને શીક્ષણ આપો છો તેવું બુધ્ધિનું તથા ધર્મનું શીક્ષણ અમારા બાળકોને પણ આપો અમારા જંગલોમાં, અમારા ગામડાઓમાં અમારા ઝુંપડાઓમાં અમારી વચ્ચેવચ રહીને અમને સુધારવાને તમારા નવજુવાન સ્વયંસેવકોને મોકલો અને અમારૂ ઉચ્ચ જીવન બનાવવામાં અમને મદદ કરો અમે હીંદુ છીએ અને હીંદુ મટીને ખ્રીસ્તી થવાને જરાયે ઈચ્છા નથી પણ અમને હીંદુ ધર્મનું જ્ઞાન આપો, અને અંધારામાંથી અજવાળામાં આવવામાં તમારો હાથ આપો અમે તમારી મદદ માગીએ છીએ તે વખતે અમને પાછા હડશેલશો નહિ

ઉજળીયાત ભાઇઓ, તમારામાથી જેઓ દારૂના પીઠાનો ધંધો કરો છો, પછી તે હીંદુ હો કે પારસી તેમને વીનવીને કહું છુ કે તમે આજ સુધી અમારી આર્થીક અને નૈતીક પાયમાલી કરવામાં બાકી રાખી નથી, અમારી જમીનો આચકી લીધી છે, દોઢ બે આનાના નજીવા રોજે અમારી પાસે ટાઢ તડકામાં મહેનત કરાવી છે થોડી થોડી રકમો આપીને જીંદગીભરના તમારા ગુલામ અમને બનાવ્યા છે, તો હવે કંઈક વિચાર કરો પારસી કોમ હીંદુસ્તાનમાં આગળ

પડતો દરજ્જો ભોગવે છે તમે અમારી સ્થીતી સબધી અમારા દારીદ્ર સબધી કઇંક વિચાર કરો અને તેને માટે તમારા બુદ્ધીશાળી ભેજામાથી ઉપાયો શોધી કાઢો તમે પરમાર્થી કોમ તરીકે હિન્દુસ્થાનમા પ્રખ્યાત છો, પણ આ દારૂ વેચાણના અવળા ધધાએ તમને પણ અવળા દોર્યા છે તેમાથી પાછા હઠીને દારૂનો ધધો છોડી દો અને અમને અધોગતીએ લઇ જતા બધ થાઓ અને કરેલા કામના પ્રાયશ્ચિત તરીકે તમારી કોમના સ્વયસેવકો પણ અમારા જગલોમા વસવા અને અમને સારે રસ્તે ચડાવવા મોકલો તમે જગલમા દારૂના પીઠાઓ ઉઘાડી શકો છો, તો તે બધ કરીને તેની જગાએ નીશાળો અને આશ્રમો પણ ચલવી શકશો, અને અમારૂ ઋણ અદા કરી શકશો અમને હવે ખ્રીસ્તી મીશનરીઓને બદલે હીન્દુ મીશનરી અને બ્રાહ્મણોની જરૂર છે તમારા જેવા સમજુને વિશેષ શુ કહીયે ? તેજીને ઈસારો બસ છે,

અમારા સર્વ ઉજળીયાત ભાઇઓને વીનતી છે કે હવે અમને જગલી, અજ્ઞાન અને અધકારમા ડુબેલા ન રાખો હાલ અમારા ને તમારા વચ્ચે સબધ નહી જેવો છે, તેને ગાઢો કરવો અને અમને તમારી સાથે બેસવા જેવા કરવા એ તમારી ફરજ છે તમે અમને હાલ દલીત અને છેક હલકી સ્થીતિમા નાખી મુકયા છે, તેમાથી બહાર કાઢો અને

પછી અમે પણ તમને કેવી સહાય કરી શકીએ છીએ તે તમે જોઇ શકશો. થોડા વરસો પહેલા ઉજળીયાતો ભીલોથી ડરતા હતા, હવે ભીલો ઉજળીયાતથી ડરે છે એ એક બીજાની ભયની અને શકાની ત્રાટી ફેરવી નાખીએ, અને તમે અમારા ગુરૂ, અમે નાના અને તમે વડીલ, એ રીતે 'ઓરૂમ સહના વવતુ સહ નો ભુનક્તુ સહ વિર્ય કરવા વહૈ! તેજસ્વિના વધિતમ તુમા વિદ્વિષાવહૈ' ઓરૂમ શાન્તિ શાન્તિ શાન્તિ!'

## પરિષદના ઠરાવો

(૧) દારૂથી ભીલ કોમની પાયમલી થાય છે દારૂ ન પીનારના ઘરબાર સુખી હોય છે ધર્મ, ધ્યાન, કથામા ચીત પરોવાય છે અને જીદગી સુખી થાય છે માટે કોમની ચઢતી માટે શ્રીની સુવાવડના પ્રસગ સીવાય દરેક વખતે દારૂ તાડીનો ત્યાગ કરવા આ પરિષદ ઠરાવ કરે છે

(૨) ભીલ કોમમાથી કેટલીક કન્યાઓ અને બાઇરીઓને પરકોમમા લઇ જવામા આવે છે અને તેની ફારગતીના પૈસા લઇ દાવો માડી વળાય છે આમ થવાથી સ્ત્રીઓનુ પ્રમાણ ઘટતુ જાય છે તેથી ભીલ (જ્ઞાતી) બહાર કન્યા જતા તેની ફારગતી ન લેતા તે તે ગામના પચોએ તે કન્યા અથવા સ્ત્રી પાછી મેળવવા તજવીજ કરવી તેનાથી ન બને તો સરપચોને

ખબર આપવી જેમણે તેમના અસલ ધણી અગર છોકરીના બાપને પાછી સોંપાવી દેવા તજવીજ કરવી

(૩) આ પરીષદ ઠરાવે છે કે લગ્ન મરણના પ્રસંગોમાં જ્ઞાતી ભોજનમાં દુર્વ્યસનની ચીજો ન વાપરતાં દાળ ભાત કે ભાત ગોળ કરી ખવરાવવા

(૪) હાલ નિશાળો છે તેનો લાભ લેવા ભીલ ભાઈઓએ છોકરાઓ મોકલવા અને તે માટે પંચો એ જ્ઞાતી ભાઈઓ ઉપર દેખરેખ રાખવી, અને અંકલેશ્વરની અંદર ભીલ માટે એક મધ્યસ્થ બોર્ડીંગ કઢાવવા સરકાર તથા અન્ય સંસ્થાઓને અરજ કરવી

(૫) હાલના સીમ સાચવવા માટે ભીન્ન ભીવાયની બીજી કોમના માણસોને પગારે રાખવામાં આવે છે પહેલા તે કામ માટે ભીલ લોકો ગામ વરતણીયા તરીકે રખાતા આ કામ ભીલોનુંજ હતું અને છે, પહેલા તેઓ ઘણીજ ઇમાનદારીથી કામ કરતા હતા પાછલથી ભીલોમાંથી કેટલાક અજ્ઞાનીઓએ સીમ સાચવવાની પૂરતી મજુરી ન મળવાને લીધે કપાસ ચોરવા માંડયો તેથી ખેડુતો બીજાને ઉપલા કાર્ય માટે રાખે છે આ ભીલ લોકોનો મગદાનની ભરેલો અને પુરાપુર્વથી ચાલતો આવેલો આમરૂદાર ધંધો બંને બાજુની કમનસીબ ભુલોથી લુંટાઈ રહ્યો છે આમાં ભીલો તેમજ ખેડુતો બંનેને બેહદ

નુકશાન છે માટે ભીલ ભાઈઓને નમ્ર વિનતી છે કે તેઓ કપાસ ચોરીથી વીણવાની જરાએ દાનત ન રાખે તેમજ પ્રામાણીક, નિર્વ્યસની અને બળવાન ભીલોની ટોળી બની પોતાના તથા નજીકના ગામોની સીમ સાચવવાનુ માથે લે, અને ખેડુતેને વિનતી છે કે તેઓ હાલ જેટલુ મહેનતાણુ બીજાઓને આપે છે તેટલુજ ભીલ ચોકીદારોને પણ આપે કે જેથી પ્રજાને આગળ ઉપર ઘણુ સારૂ છે અને અનેક ભયમાથી બચી જવાશે

(૬) ભીલો હિંદુ છે હિંદુ ધર્મને માને છે તેમની ક્રિયાઓ હીંદુ ધર્મ પ્રમાણેજ છે પણ તેઓ જાતે કરી લે છે જેથી તે બરાબર વિધિસર થતી નથી માટે ધાર્મિક ક્રિયાઓ દરેક ભીલે બ્રાહ્મણો પાસે અથવા તેમની દેખરેખ નીચે કરાવવી

આ પરીષદ હિંદુ ધર્મના નેતાઓ, ધર્મગુરૂઓ, અને બ્રાહ્મણોને ભલામણ કરે છે કે તેમણે કેટલાક સમયથી તે ક્રિયાઓ કરવવી બધ કરી છે તે ફરીથી ચાલુ કરે હાલ તુરત માટે જે ભીલો, દારૂ માસ ન વાપરતા હોય, સ્વચ્છ રહી ભક્તિભાવથી રહેતા હોય તેમના લગ્નની ક્રિયાઓ કરાવે

(૭) આ પરીષદ ઠરાવે છે કે આપણી ભીલ કોમને માટે મદિરોની જરૂર છે તેથી અકલેશ્વર જેવા મથક થળે એકાદુ મદિર બધાય તેને માટે આપણે બધા ભાઈઓએ

ખાસ પ્રયત્ન કરવો જોઇએ તથા અન્ય હીદુ કોમોને વિનતી કરે છે કે તેમણે આ કામમા અમને મદદ કરવી

(૮) આ પરીષદ ઠરાવે કે આ તાલુકાના ૬૨ ગામ પઈકી દરેક ગામમા પાચ પાચ માણસનુ પચ નીમવુ, અને તે પોતાના ગામમા ધારાધોરણ બરાબર પળાય છે કે નહિ તેનો બદોબસ્ત કરે આ પચના ઠરાવથી કોઈને સતોષ ન મળે અથવા પચનુ કોઈ નાતવાળો ન માને તો સરપચની કમીટીને મદદરહુ આદેશ મી અથવા પચ ફરીઆદ કરી શકે અને તેનો નીકાલ છેવટનો સરજવો દર પુનેમે સરપચોએ બપોરના બારથી એક વાગ્યા પહેલા અક લેવમા અદાડી ભાગળે વગર બોલાવે અને પોતપોતાની હદના ગામોના ગુનાહની નોધ લઇને હાજર થવુ

દરેક ગામના પચોએ કોટવાળની મારફતે પોતાના વગાના ગામોના સરપચને થએલા ગુન્હા અને તેઓના કોઇના નીકાલ થયા હોય તેની ખબર દર માસની શુદ બારસ પહેલા મોકલવી આ મુજબ દક્ષીણ ગુજરાતના દરેક સ્થળના ભીલ પચોએ પચની વ્યવસ્થાની ગોઠવણ કરવી

---

# મુંબાઇ પ્રદેશ હિંદુ સભા અંકલેશ્વર વિભાગના મંત્રિનુ સ્વાગત મંડળના પ્રમુખ તરીકેનુ ભાષણ

નિષાદના બાણુથી વિંધાયેલા ક્રૌંચ પક્ષીના જોડાને જોઇ દયાથી ગળગળા થતા, પરમ પુરૂષાર્થી વાલ્મીકિ ઋષિને કવિતાદેવી પ્રસન્ન થઇ અને જેણે શ્રેષ્ઠ રામાયણ કવિતામા પ્રથમ રચ્યુ તે જે જાતિમા પ્રથમ જન્મ્યા હતા, વળી જે જાતિમાથી ભક્ત શીરોમણી શર્બરી પેદા થઇ તે જાતની દક્ષિણ ગુજરાતની ભીલ પરિષદમા મુંબઇ પ્રદેશ હિંદુ સભા અંકલેશ્વર વિભાગના મંત્રી તરીકે, ભીલોની ઉન્નતિના કાર્યમા સેવાભાવ તરીકે જોડાનાર તરીકે, હુ આપ સર્વે પધારેલા ભાઇઓને આવકાર આપુ છુ જે જાતિના બળ વડે અનેક રાજ્યો સ્થપાયા જે જાતિએ ગુર્જર રાષ્ટ્રના ભાવિ નિર્માણમા ઉચ્ચ સ્થાન ભોગવ્યુ છે તે જાતિની હાલની સ્થિતિ જોઇ કોનુ હૃદય કંપાયમાન ન થાય! એની દુખદ સ્થિતિનો ઉપાયનો તોડ કાઢવા આ પરિષદ ઉદ્ભવે છે

અંકલેશ્વરની આજુબાજુ ભીલોની વસ્તી મોટા પ્રમાણમા છે તેમનો સુધારો એ આ પ્રદેશનો સુધાર છે ભીલોમા શારિરિક નિર્બળતા, વ્યસનો અને વ્હેમ મોટા પ્રમાણમા ફેલાઇ રહેલા છે અને તેથી અજે સમગ્ર દેશ દુખી

સ્થિતિમા છે આ પ્રદેશના ભીલો ખેતી કરનાર અગર તો ખેતીની મજુરી કરનાર છે અને તેથી તેમની ઉન્નતિ એટલે ખેતીની ઉન્નતિ અને દેશની આબાદાની છે આજે દરેક જગ્યાએ મજુરીની મોંઘવારી છે અને મજુરી એટલે જીદગીની જરૂરીઆતોનો સરવાળો જીદગીની જરૂરીઆતોમા વ્યસન, લગ્નના ખર્ચો અને ભપકાદાર કપડાનો સમાવેશ કરાતો હોવાથી મજુરીના દર વધતા આજે દરેક ચીજની કિમત વધી પડી છે વળી ભીલોમા કાલનુ ખાવાનુ હોય તો મજુરી કરવા આળસ બતાવવામા આવે છે પશ્ચિમના દેશોમા પણ મજુરો છે પણ ત્યા કેળવાયલા મજુરો મજુરીની મહત્તા સમજતા હોવાથી મજુરો સારી રીતે મલી શકે છે અને મજુરીના પ્રમાણમા કામ પણ આપે છે મજુરી કરવાની બેદરકારીથી દેશમા આર્થિક ઉથલ પાથલ થઇ રહી છે અને તે માટે ભીલોની કેળવણી તેમને વિવેકી અને વિનયી બનાવવા, લગ્નના ખર્ચો કમી થાય, વ્યસનો ઓછા થાય અને સારા આવે તો મજુરીની આજે જે દશા છે તે ફરે અને દેશની અદરથી મોઘવારી કમી થાય એ વિચાર આજે સાત વર્ષથી મારા મગજમા સતત રહે છે

આજથી સાત વર્ષ ઉપર રાજપીપલા સ્ટેટના ભીલ, ધાણકા વગેરેની સ્થિતિ ગામેગામ અને જગલે જગલ ફરતા જોયલી છે તથા લોકોને સમજાવી ધાર્મિક આશ્રમદ્વારા

વ્યસનો ત્યાગ કરાવેલા હતા તેમા થોડા સાધનોથી પણ તે વખતે મળેલી સફળતાથી ભીલો તરફ મારૂ ધ્યાન ખેચાયુ અને માગી આજીવિકા ચલાવતા ચલાવતા વખત ફાજલ પાડી એમની ઉન્નતિ માટે પ્રયત્ન આરભ્યો ત્યારપછી હુ જેમ જેમ ભીલોના સમાગમમા આવતો ગયો તેમ તેમ મને લાગવા માડયુ કે જે પ્રભુકૃપાએ હુ ત્રણ ચાર વર્ષ ઉપરની જીવલેણ બીમારીથી માડ માડ બચ્યો તો હવે મારે માટે બાકી રહેલ આયુષ્યમા જે થોડા ઘણા વર્ષો છે તે આ જાતિની સેવામા કાઢવા આ માટે ગુજરાત ધાર્મિક આશ્રમ દ્વારા ત્રણ ચાર સાલથી પ્રચારકો રોકી ભીલોમા કાર્ય શરૂ કર્યું અને આશ્રમ તરફથી ચાલતા ધર્મજીવન માસિક વડે લોકોમા ભીલોને ધર્મજ્ઞાન અને સુધારાના બીજો વાવવા ઉચ્ચ જ્ઞાતિના ભાઈઓનુ ધ્યાન ખેચ્યુ આગળ કહી ગયો તેમ ભીલોનો સુધારો એ દેશની ઉન્નતિનુ મૂળ છે, તેથી એમને માટે અકલેશ્વર અને આજુબાજુ નિશાળો અને પ્રચારકો મુકીને તેમનામાથી વ્હેમ અને અજ્ઞાનતાના બીજાનો નાશ કરવા સાધનોની સગવડ બરોબર ન હોવા છતા પણ ગોઠવણ કરવા માડી

૧૯૨૩ ની આખરે મુબઇ પ્રદેશ હિંદુ સભાએ કાર્ય હાથમા લીધુ અને પછીથી ઉપરોક્ત સભા ભીલોની ઉન્નતિ માટે ઘણુ કરી રહી છે

અંકલેશ્વર મુકામે ભીલોને માટે એક થાણુ મુકી તેમના અંદરઅંદરના કજીઆ કમી કરાવવા તથા સુલેહશાંતિ જાળવવા માટે સલાહ અપાય છે તથા એક તાત્કાળિક મદદના સાધનોની દવાની ગોઠવણુ તેમને માટે કરવામા આવી છે અંકલેશ્વરમા હાલ બે શાળાઓ ચાલે છે જે રજીસ્ટર્ડ થયલી શાળાઓ છે તે ઉપરાંત ગડખોલ, અમૃત-પરા તથા વાલીયા તાલુકામા ચોટલીયા અને ડેડવી મુકામે ભીલો માટે શાળાઓ છે અમૃતપરા મુકામે તો ભીલો માટે એક વસતી ગૃહવાળી શાળા આશ્રમ માટે મકાન તૈયાર થતા શરૂ કરવામા આવશે આશ્રમ માટે મકાન બાંધવા ખુદ અમૃતપરાના ભીલોએ બસો રૂપીયાનુ ઉઘરાણુ કર્યુ છે એ છતા સાધારણ મકાન બાંધવા માટે રૂ ૧૦૦૦ બીજા જોઇશે એ પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી કામ ચાલુ કરી દીધુ છેજ

આ આશ્રમમાથી ભીલ યુવકો ઉચ્ચ સેવાની ભાવના વાળા સનાતન ધર્માભિમાની હિંદુઓ પેદા કરવાનુ અમે ઇચ્છીએ છીએ અને તેનુ કામ અચારથી આશ્રમનુ મકાન ન હોવા છતા શરૂ થઇ ગયુ છે ભીલ પ્રજા બળવાન અખંડિત પ્રજા હતી, આ પ્રદેશમા તેમનુ રાજ્ય હતુ હજુ પણ તેમની કોમના ઘણા રાજાઓ છે તેઓ શીવભકતો હતા, પણ પાછળથી વ્યસનો વગેરે વધતા તથા બ્રાહ્મણોનો સંસર્ગ છુટી જતા આજે આ જાતિ **धर्म परित्यागाद् ब्राह्मणे श्च**

परित्यक्ता म्लेच्छता ययु । મુજબ અધોગતિમા આવી છે અને એમનામા આજે શાસ્ત્ર વિધિ વગરની અનેક પુજાઓ દાખલ થઇ ગઈ છે ઘણી જગ્યાએ દેવીની આગળ પાડા કે બકરાનો વધ કરવામા આવે છે કબરોની માનતા કે પુજા કરવામા આવે છે દેવી આગળ માસ દારૂનુ નૈવેધ ધરાવાય છે આ બધુ શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી અટકે તોજ આ કોમની ઉન્નતિ થાય કારણકે વ્હેમ અને ખોટા રીવાજો બળવાનમા બળવાન માણસ કે કોમને પાયમાલ કરે છે એક વખત એવો હતો કે ગામ કે સીમ સાચવવા આપણે ભીલો ઉપર વિશ્વાસ રાખતા હતા હજુ પણ વળતણીયા અને રખા રાગદ ભીલ માટેજ વપરાય છે પણ આજે શુ જોઇએ છીએ ? ભીલો ખેતરમાથી કપાસ ન વીણી જાય એ બીકને લીધે આ પ્રદેશના દરેક ગામને સીમ સાચવવા માટે ઘણો ભારે સ્વેચ્છિક કર પરદેશી માણસો રાખી ભરવો પડે છે ભીલ કોમની ફરજ છે કે તેઓ પોતાની પુર્વની જાહોજલાલીનો વિચાર કરી કપાસની ચોરી ન કરે, એટલુજ નહિ પણ પોતે પહેલાની માફક સીમ અને ગામ સાચવવા ફરીથી રખા બની કપાસ ચોરાતો અટકાવે અને આ પ્રદેશનો ઉદ્ધાર કરે અને ભીલ કોમની આબરૂ અને ગૌરવ જાળવે

ઘણા દુરદેશથી પરધર્મીઓ આવીને ભીલોને અક્ષરજ્ઞાન આપી અને તે મારફતે ધર્મનો બોધ આપવા પ્રયત્ન

કરે છે, તો શુ સાધન સપન્ન હિંદુ ભાઈઓની આપણા આ પાછળ પડેલા હિંદુ ભાઈઓ માટે અક્ષરજ્ઞાનનુ સાધન તથા આ મોટી કોમ માટે મ'ચન્વ જગ્યાએ એક ઉત્તમ પુજા પ્રાર્થના માટેનુ મદિર કરી આપવાની બેવડી ફરજ નથી શુ ? અકલેશ્વર ખાતે મદિર માટે જગ્યા સારૂ ભીલ સમાજના ડેપ્યુટેશને મે કલેકટર સાહેબ પાસે થોડા વખત ઉપર અરજ કરી હતી જેના જવાબમા મે કલેકટર સાહેબે મદિરની જગા માટે ગોઠવણ કરવાને સહાનુભૂતિ ભરેલુ આશ્વાસન આપ્યુ હતુ તે માટે ભીલ કોમ તેમની ભલી લાગણી માટે આભારી છે હવે ભીલ કોમ માટે મદિર માટે ગોઠવણ કરવી એ સુશિક્ષિત અને ઉચ્ચ કોમની ધાર્મિક અને નૈતિક ફરજ છે

આ મદિર ફક્ત પુજાનુ સ્થાન નહિ પણ વિવિધ પ્રકારની જનસેવાનુ સ્થાન બને, ત્યા અનેક દુખી સુખી આવી વિશ્રાંતિ, દવા, પાણી, અને અન્ન મેળવી શકે, ત્યાથી બુદ્ધિપુર્વકનુ ધર્મજ્ઞાન અને સેવાની ભાવના વાળા પ્રચારકો ફરી લોકોમા નૈતિક સામાજીક પ્રચાર કરે એવી ભાવનાવાળુ મદિર આ ભીલ સમાજ માટે બનાવી આપવામા મદદ કરવા હુ દરેક ઉચ્ચ કોમના બધુઓને વિનવુ છુ ભીલો ચઢશે તો મજુરી કોણ કરશે ? એમ શકા ઘણી વખત મારી સમક્ષ મુકવામા આવે છે એક

સારા કેળવાયલા વૃદ્ધ ગૃહસ્થે તો એમ મને ચોકખુ જણાવ્યુ હતુ બીન કેળવાયલા બેદરકાર મજુરો વડેજ આપણે નુકસાનમા છીએ. કેળવણી અને ધર્મભાવ જાગૃત થતા મજુરી કરવામા નાનમ છે એ ખ્યાલ જતો રહે છે સાદાઇ આવે છે અને પૈસા લીધા તેના હલાલ કરવાની વૃત્તિ પેદા થાય છે અને એમ બને છે તે હુ જાતે અનુભવથી જાણુ છુ અને એટલાજ માટે નીતિ અને ધર્મભાવના વિનાનુ મજુર સગબળ મજુરોને પોતાને તેમજ દેશને નુકશાનકારક માલુમ પડયુ છે ધર્મનીતિની ભાવના કેળવાતા આ બધુ ફરી જશે અને હિંદ સ્વર્ગમય બનશે

મુંબઇ પ્રદેશ હિંદુસભાએ અત્યાર સુધી આ કાર્યમા ઘણી મદદ કરી છે પણ હવે ભીલોમાજ કાર્ય કરવાની વૃત્તિવાળા કાર્ય કરનારાઓની મંડળી તૈયાર થઇ કાર્ય કરવાનો વખત આવી લાગ્યો છે અત્યાર સુધી આ પ્રદેશમા એવા કાર્ય કરનારાઓની ખામી હતી પણ તે હવે કંઇક અંશે પુરાઇ છે આ પ્રદેશમા આવા કાર્ય કરનારને કાર્ય કરવા માટે સાધનોની સગવડ કરવાની જરૂર છે દરેક ઉચ્ચ કોમના ભાઈઓની ફરજ છે કે એ કાર્યમા અમને મદદ કરે

અત્રે અમૃતપરા ભીલ આશ્રમ, (વસતી ગ્રહવાળી શાળા) ૭ ભીલ શાળાઓ, દવાની ફરતી પેટીઓ, તથા મધ્યસ્થ કાર્યાલય માટે લગભગ ચાર હજાર સુધીનો ખરચ છે હીંદુ

પ્રજાએ આ પોતાના ભાઇઓને સારે રસ્તે ચઢાવના આ મોટી વસ્તીવાળા ભીલ પ્રદેશના કાર્યકર્તાઓને મદદ કરી આ ભીલ ભાઇઓને પગભર કરવા જોઇએ જેથી ઉચ હીંદુ કોમની જોખમદારીઓ અને મુશીબતોમા આ ભીલ ભાઇઓ પણ પોતાનો અચુક અને ઉત્તમ ફાળો આપવા સમર્થ થાય અને ખભે ખભો મીલાવી ઉભા રહી શકે ૐ શાન્તિ



એ પછી તા ૭-૫-૨૪ને રોજ સવારમા અકલેશ્વર તાલુકાની ભીલ પચની બેઠક પરિષદે પસાર કરેલા ઠરાવોનો વ્યવહારૂ અમલ કરવા માટે નિર્ણય કરવા તથા તાલુકાની પરિસ્થિતિને અનુસરી બીજી જરૂરી તજવીજ કરવા માળીની ધર્મશાળામા મળી હતી જેમા નીચે મુજબના ઠરાવો મજુર થયા હતા

**લગ્ન મરણ પ્રસગે માસ દારૂ તાડી ન વાપરવા બાબત**

૧ અકલેશ્વર તાલુકાની ભીલ પચ ઠરાવે છે કે લગ્ન કે મરણના પ્રસગે દારૂ, તાડી અને માસ બીલકુલ વાપરવુ નહી પચમા દારૂ ન વાપરતા દાળભાત, ભાતગોળ અથવા જે ગુણે તે ખવરાવવુ તુરીને પણ દારૂ પાવો નહિ, અને પીને આવેલો હોયતો તેને રજા આપવી, બારમાના પ્રસગે મરઘુ ન મારવુ આ ધારો પહેલી વખત તોડે તેનો રૂ ૨૫ દડ લેવો બીજી વખત તોડે તેનો રૂ ૩૯ તથા ત્રીજી

નખત તોડે તેનો રૂ ૫૧) લેવો ચોથી વખતના ગુન્હામા ન્યાત બ્હાર કરવો પચ કે સરપચમાથી કોઇ ગુન્હો કરે નો તનો બેવડો દંડ કરવો આ દંડમાથી ગુન્હો શોધી આપનારને અગર ખબર આપનારને રૂ સવા ઇનામ અપવો

સવે ભીલ ભાઇઓના સતોષ માટે આ પચ ઠરાવે છે કે સરપચના ઠરાવ વિરૂદ્ધ અપીલ કરવા માટે અગર કોઇ સરપચ ગુન્હો કરે તો તે માટે ન્યાય પુરસર નિકાલ કરવા તથા સમગ્ર પચમા કાઇપણ વ્હેમ શકા ન રહે તે માટે પચના આચાર્ય તરીકે નર્મદાશકર બાલાશકર પડયાને નીમીએ છીએ જે સરપચો અગર સમગ્ર પચ સાથે મલે અને ગુન્હા અગર અપીલનો નિકાલ કરે

૨ **ભીલની કન્યા પરકોમમા ન લઇ જવા** બાબતનો પરિષદનો ઠરાવ જે આ ચોપડીના પૃષ્ટ ૧૭ પર છાપ્યો છે તે પચ મજુર રાખે છે

૩ ભીલ કોમમા કેળવણીનો પ્રચાર કરવા સરકાર, લોકલબોડ તથા સાર્વજનિક સસ્થાઓ જોડે સહકાર કરી આશ્રમો, નિશાળો ખોલવા દક્ષિણ ગુજરાત માટે અકલેશ્વર ભીલ સેવા સમાજની સ્થાપનાની યોજના પચ સમક્ષ રજુ થતા તે મજુર કરવામા આવી

૪ ભીલ પચ વધુમા ઠરાવે છે કે સરકાર અને ઉચ્ચ કોમો જોડે સહકાર કરી વડોદરા સ્ટેટમા સોનઘડ વ્યારા

વાકલ તથા સુરત જીલ્લામા ગોડસુબામા બોર્ડીંગ શાળાઓ છે તેવી ભરૂચ જીલ્લામા અકલેશ્વર ખાતે ભીલો માટે બોર્ડીંગ શાળા ખોલાવવા યોગ્ય તે કરવુ

૫ ગ્રામ સાચવવા માટે ભીલોને પ્રમાણિક રખા થવાને સૂચવનારો પરિષદનો ૫ મો ઠરાવ જે પાન ૧૮ ૫૨ છાપેલો છે તે વધાવી લે છે અને દરેક ગામના પચોને આગ્રહ કરે છે તે મુજબ તજવીજ કરવી

૬ અકલેશ્વર તાલુકાની આ પચ ઠરાવે છે કે ભીલો હિદુ છે હિન્દુ ધર્મને માને છે તેમની ક્રિયાઓ હિન્દુ ધર્મ પ્રમાણેજ તેઓ જાતે કરી લે છે. જેથી તે વિધિસર બરાબર નથી થતી, માટે તે ધાર્મિક ક્રિયાઓ દરેક ભીલે બ્રાહ્મણો પાસે અથવા તેમની દેખરેખ નીચે કરાવવી

આ પરિષદ હિન્દુ ધર્મના નેતાઓ, ધર્મગુરૂઓ અને બ્રાહ્મણોને ભલામણ કરે છે કે તેમણે કેટલાક સમયથી તે ક્રિયાઓ કરાવવી બધ કરી છે, તે ફરીથી ચાલુ કરે હાલ તુરત માટે જે ભીલો, દારૂ માસ ન વાપરતા હોય, સ્વચ્છ રહી ભક્તિ ભાવથી રહેતા હોય તેમની લગ્નની ક્રિયાઓ કરે,

૭ આ બાજુની ભીલ કોમ માટે મધ્યસ્થ જગ્યા એટલે અકલેશ્વરમા મદિર બાધવા (જ્યાથી વિવિધ સેવાના અને સાર્વજનિક કામો થઇ શકે) માટે જમીન આપવા માટે ભરૂચ જીલ્લાના કલેકટર સાહેબ પાસે ડેપ્યુટેશન ગયેલુ

જેમણે જમીન આપવા તજવીજ થશે એમ જણાવી મહાનુભૂતિ દર્શાવી હતી આ પચ આશા રાખે છે કે મદિરને માટે માગેલી જમીન તાકીદે બક્ષી કોમને આભારી કરશે

આ મદિર બાધવા માટેના કાર્યમા તથા તેની સુવ્યવસ્થાના કાર્યમા શ્રી નર્મદાશકર પડ્યાની સાથે રહી મદદ કરવા આ ભીલપચ સરપચોની કમીટી નીમે છે આ મદિરનુ નામ ભીલકોમનુ ધાર્મિક આશ્રમ રહેશે

લગ્નમા ગાડ લેવા જાય છે તે બધ કરી બે ત્રણ માણસોએ કન્યાને ત્યા ગાડને બદલે લગ્ન પત્રિકા લેવા જવુ ગામડામા પહેલા ભણેલા ઓછા હતા તેથી ગાડનો રિવાજ હતો પણ હવે દરેક ગામે ભણેલા માણસો હોવાથી લગ્ન પત્રિકા લાવવી વરનો બાપ દેજ માટે રૂ ૫૦) આપે અને પરણાવીને જતી વખતે ગામના દાપા ચુકવે જાન વગેરેને ખવડાવવાનુ વરના બાપને શીર છે નાતરા માટે રૂ ૨૫) આપવા પોતાના ગામપચની એક મેળવી પરવાનગી મેળવ્યા સિવાય ફારગની થઇ શકે નહિ પરકોમમા ભીલની છોકરીઓ જતી હોવાથી લગ્નના ખર્ચ વધી ગયા છે તેથી પચ અને સરપચ વગેરેએ સખત પ્રયાસ કરી કોઇ પણ ઉપાયે પરકોમમા છોકરીઓ ન જાય અને ગઇ હોય તે પાછી લાવવા બદોબસ્ત કરવો

ઉપર મુજબ દક્ષિણ ગુજરાતની જુદી જુદી ભીલ પચો પોતાનુ પચનુ બધારણ અને ઠરાવ કરી પોતાની કોમની ચઢતી અને કલ્યાણ કરી દેશનુ હિત સાધશે એવી અરજ છે

ઉપર મુજબના ઠરાવો અકલેશ્વર તાલુકાની ભીલ પચે તા ૭ ૫ ૨૫ ન રોજ સવારના ૯થી સાજના ચાર વાગ્યા સુધી બેસી વિચાર કરી ભીલલોકનુ હિત અને સુખ જોઇ કરેલા છે જેને દરેક ભીલભાઇઓ પાળી પોતાની અને પોતાની કોમની ચઢતી કરશે પરિષદના ઠરાવ ૮ મુજબ અત્યાર સુધીમા ઘણા ગામોના પચ નીમાઈ ગયા છે બાકી થોડા રહેલા ગામોમા પચો નીમવા તજવીજ થઇ રહી છે

અકલેશ્વર તાલુકાના સરપચોના નામ

**પટેલ બેચર ઉમેદ બોઇદરા**

**પરસોતમ જોરા ઉવાદર**

**બાજીભાઇ નાથાભાઈ દીવા**

**નરોતમ છેલીઆ અમૃતપરા**

**માધીયા નાગજી ઉમરવાડા**

(વૈશાખ શુદ પુનમની સરપચની બેઠકમા વધારેલ સરપચ)

**ભીલ બીજલા ભડકોદરા**

ભી.

સવત ૧૯૮૫ના વૈશાખ સુ.

૭ મી મે ૧૯૨૯

| | | | |
|---|---|---|---|
| ૬૧-૦-૦ | શ્રી નમદાશંકર બાલા શંકર પંડયા | ૦-૪-૩ | શ્રી પ૮ ખર્ચ ખાતે |
| ૧૧-૦-૦ | શેઠ બદ્રીદાસ બ્રીજલાલ ના જીન તરફથી | ૧૦-૬-૦ | શ્રી ગાસ્તેલ, બત્તી, પાણી ખર્ચ ખાતે |
| ૧૧-૦-૦ | શેઠ વખારીઆના જીન તરફથી | ૩-૦-૦ | શ્રી ટપાલ ખર્ચ ખાતે |
| ૧૦-૦-૦ | શેઠ પ્રકાશનદાસ જગ જીવનદાસ હા શેઠ દામોદરલાલ | ૧૪-૫-૦ | શ્રી ઘોડાગાડી, રેલ્વે તથા મજુરી ખર્ચ ખાતે |
| ૫-૦-૦ | શ્રી નગીનદાસ નાથુ-ભાઇ વકીલ | ૮૭ ૧૨ ૦ | શ્રી રસોડા ખર્ચ ખાતે અનાજ, પાણી લાકડા તથા રસોઇયાની મજુ રીના મળીને |
| ૫-૦-૦ | શેઠ ચીમનલાલ ભૂખ ણદાસ લાકડાવાલા | | |
| ૨-૦-૦ | ડૉ ચીમનલાલ દેશાઈ હાસોટવાલા | | |
| ૨-૦-૦ | એક ગૃહસ્થ તરફથી | | |
| ૧-૦-૦ | શેઠ મગનલાલ મોતી લાલ લાકડાવાલા | | |
| ૬ ૦ ૧૧ ૩ | શ્રીમતી મુબાઇ પ્રદેશ હિંદુ સભા તરફથી | | |
| ૧૧૮-૧૧-૩ | | ૧૧૮-૧૧-૩ | |

નર્મદાશંકર બાલાશંકર પંડયા

ન્મૃતપરા ન્મ ન્માશ્રમ ખોલ
૮ થી ૧૦ વર્ષની ઉમરના છોકરાઓ
ાાવશે રહેવા, ખાવાની તથા ભણવાન
ન્ધામા આવી છે માટે જે ભાઈઓને છોક
મૂક ાવચાર હોય તેમણે નીચેને સરનામે પત્રવ્યવહા
કરવો

વ્યવસ્થાપક-**ભીલ આશ્રમ**

અમૃતપરા પોસ્ટ-**અંકલેશ્વર**

## દાની સજ્જનો પ્રત્યે—

ભીલોમા કેળવણીનો ફેલાવો કરી તેમનામાથી માસ, દારૂ, જીવહિંસાની બદી નાબુદ કરી ચોરી ચખાડી કરતા બધ કરાવી, નીતિ અને ધર્મને રસ્તે વહન કરતા કર માટે હાલ અમૃતપરા ગામે એક ભીલ આશ્રમ (વનની ગૃહવાળી શાળા) ખોલવામા આવ્યો છે તેના મકાન ખચ અને નિભાવ માટે નાણાની જરૂર પડે એ સ્વાભાવિકે આપ એમને ઉન્નતિના પથે પાળવાના અતિ પુણ્યદાયક કામમ આપનો દાની હાથ લબાવી જરૂર મદદગાર બનશો વિશેષ હકીકત માટે નીચેને સરનામે પત્ર લખવા અરજ છે

વ્યવસ્થાપક-**ભીલ આશ્રમ.**

અમૃતપરા પોસ્ટ-**અંકલેશ્વર**